

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक सत्तावनमो ॥

## ॥ विवेकीए केवी रीते जीववुं जोइए? * ॥

---

નમસ્કારરૂપ મંગલ.

દોહરો.

દૃશ્યાતીત અવ્યય અમર, અસંગ ને અવિકાર;
સમરી સ્તવી તે બ્રહ્મને, પ્રણમું વારંવાર. ૧

---

*સંવત્ ૧૯૭૬ (શાકે ૧૮૪૨) આષાઢસુદિ પૂનમ. આવૃત્તિ પહેલી.
પ્રતિ ૧૫૦૦.

યોજનાર:—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.
બીલખા. કાઠિયાવાડ.

જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
ધર્મસિંહ ચાંપસિંહ બુદ્ધદેવ તથા હીરાચંદ ચાંપસિંહ બુદ્ધદેવ.
રાજકોટ. કાઠિયાવાડ.
નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં લલ્લુભાઇ ઈશ્વરભાઇ ત્રિવેદીએ છાપી.
પીરમશા રોડ—અમદાવાદ.

## ૧ ઉત્તમ પ્રકારનું જીવન ગાળવાની ઇચ્છાવાળા કોઇ મનુષ્યની પ્રવૃત્તિ, ને તેને મળેલા મહાજ્ઞાનીએ આપેલો ઉપદેશ.



### દોહરા.

યોગ્ય વયે કોઇ મનુષ્યને, ઉપજી શંકા એમ;
ફરવા નરતનુને સફલ, જીવન ગાળવું કેમ ? ૧
ગુરુવિણ શંકા નવ મટે, ગુરુવિણ જ્ઞાન ન થાય;
ગુરુવિણ સત્ય–અસત્યનો, ભેદ ન કદી કળાય. ૨
જે જાણે સત્‌શાસ્ત્રને, પૂરા અનુભવી હોય;
સદાચારથી વરતતા, ગુરુજન કહીએ સોય. ૩
ઉત્તમ–મતિવિણ એમની, ઓળખ ક્યાંથી થાય ?
અધુરા નરને ગુરુ કરે, જીવતર એળે જાય. ૪
સરલ સુજનને પૂછતાં, કરતાં પ્રીતે શોધ;
એવા ગુરુ મળશે નક્કી, જે દેશે શુભ બોધ. ૫
બહુ સજ્જનને પૂછતાં, કહ્યું એમણે એમ;
દેવ નિરંજનને મળો, તે દેશે શુભ ક્ષેમ. ૬
આજ આપણા દેશમાં, ઉત્તમ પુરુષ એહ;
વિનયસહિત શરણે ગયે, ટાળે સૌ સંદેહ. ૭
સમદૃષ્ટિ ને સરલ બહુ, વળી વિચાર ઉદાર;
દયાવડે ઉપદેશ દે, ક્રોધ ન કરે લગાર. ૮
અનુકૂલ મતિથી એમનો, જે સુણશે ઉપદેશ;
તે જ્ઞાની સુખિયા થશે, રે'શે નહિ દુઃખલેશ. ૯

સારગ્રાહી સુજનોતણાં, સુણીને એવાં વેણ;
સદ્ય ગયો મુનિપાસ તે, માની મહાસુખદેણ. ૧૦
સવિનય ભેટ ધરી અને, નમન કર્યું બહુવાર;
કરી સ્તુતિ અતિદીન થઈ, ધરી હૃદયમાં પ્યાર. ૧૧
કાંઇક સમય સેવા કરી, ઉર ધરી પ્રેમ અપાર:
દયાદૃષ્ટિ કરી એક દિન, બોલ્યા મુનિ ઉદાર. ૧૨
"દેશ ગામ ને વર્ણ કહો, કો'પિતુસહ નિજ નામ;
અહિં શામાટે આવિયા? વસો અહિં શે કામ?" ૧૩
"સોરઠદેશે શોભતું, પાટણ મારું ગામ;
જન્મ્યો બ્રાહ્મણજાતિમાં, અચલ જનકનું નામ. ૧૪
કેવલનામે મુજને, કે' પરિચિત જે હોય;
કેમ જીવવું જગતમાં, શંકા મમ મન સોય. ૧૫
એ શંકાને ટાળવા, આવ્યો છું પ્રભુપાસ;
અહિં રહ્યો એમાટ હું, કૃપા કરો જગવાસ!" ૧૬
કેવલનાં વચનો સુણી, વદ્યા નિરંજનદેવ;
"અભય થાઓ જિજ્ઞાસુજન! ત્યજી મમતા અહમેવ. ૧૭
તૃણ લતા ને ગુલ્મનું, તથા વૃક્ષનું જેહ;
તામસજીવન છે પ્રકટ, ત્યજવાજેવું તેહ. ૧૮
સુખદુ:ખનું ત્યાં ભાન નહિ, નહિ સ્વપરનું ભાન;
અલ્પાંશે કદી હોય પણ, ઉપયોગી ન નિદાન. ૧૯
જીવન મૂઢતાયુક્ત એ, દુ:ખબીજનો ત્યાં વાસ;
સુખસ્વાધીનતા ત્યાં નહિ, નહિ મનતણો વિકાસ. ૨૦
બહુવિધ કીટો જલચરો, તિર્યક્ પંખી જેહ;
પશુઓ ઘણા પ્રકારનાં, મૂઢ તથા દુ:ખો તેહ. ૨૧

એવી રીતે જીવવા, જન નવ ઇચ્છે કોય;
તો શી રીતે સુજ્ઞમાં, એવી ઇચ્છા હોય? ૨૨
કૃતાર્થ નહિ થયેલના, જગમાં ત્રણ પ્રકાર;
મોક્ષેચ્છુ વિષયી અને, ત્રીજા પામર ધાર. ૨૩
પામરજનનું જીવવું, પશુથી શ્રેષ્ઠ જણાય;
પણ મૂઢતા–દુઃખ–વાસથી, સારું કેમ ગણાય? ૨૪
જીવના રક્ષક વેદ તે, પ્રાનામે કે'વાય;
ન અનુસરી તેને હણે, પામર તેજ ગણાય. ૨૫
ભાન ન ધર્મઅધર્મનું, શુભઅશુભનું ન ભાન;
વરતે સ્વેચ્છાચારથી, ધરી વિષયનું ધ્યાન. ૨૬
તમોગુણથી મન ભર્યું, કૈંક રજોગુણ—ભાગ;
સૂતેલાં દુઃખ મનવિષે, ત્યાં ક્યાં સત્યસુખલાગ? ૨૭
એવી રીતે જીવવું, તે નહિ યોગ્ય ગણાય;
હમણાં દુઃખ ને મૂઢતા, અંતે બહુ દુઃખ થાય. ૨૮
પ્રમાણયુક્તિ નવ ગણે, હઠથી મન ભરપૂર;
સાધન શુભ સાધે નહિ, સત્સંગથી રે' દૂર. ૨૯
કુતર્કને સેવ્યા કરે, સુતર્કને ન ચહાય;
સત્ય વાત અહુવાતણો, ત્યાં શો રહ્યો ઉપાય? ૩૦
સત્યાસત્ય સમજે નહિ, નિજ મતનું અભિમાન;
અમને મુક્તિ થઇ ચૂકી, એવું કરતા ગાન. ૩૧
મુજ સગાં ને મુજ પશુ, મુજ ઘરમાં કીટ જેહ;
એ સૌ પણ મોક્ષે જશે, એમાં નહિ સંદેહ. ૩૨
નરસમ ઇશ્વરને ગણી, કે'છે આવાં વેણ;
સાચાં લાગે મૂઢને, પણ અંતે દુઃખદેણ. ૩૩

'કરચરણથી રહિત જો, કહીએ ઇશ્વરરૂપ;
માઠું લાગે એમને, ને નાંખે દુઃખકૂપ. ૩૪
હું રાજા એમ માનતાં, નૃપને કોપજ થાય;
નાંખે કારાગ્રહવિષે, જ્યાં દુઃખી થાય સદાય. ૩૫
તેથી ઇંદ્રિયતનુસહિત, છે ઈશનો સહભાવ;
જીવો તેના દાસ છે, એવો ધરવો ભાવ. ૩૬
શાસ્ત્રહૃદય સમજે નહિ, ક્રમતણું નહિ ભાન;
પકડ્યું પૂંછ મૂકે નહિ, ધરી મિથ્યા અભિમાન. ૩૭
ઇંદ્રિયતનુયુત ઈશ જો, નિજ લોકે વસનાર;
વિનાશ ને સંસારિતા, કેમ કરી દૂર થનાર ? ૩૮
સ્ત્રી પુત્ર ને પુત્રીવિણ, ગૃહવિણ તે કેમ હોય ?
મોટા સંસારી બન્યા, ઈશપણાને ખોય. ૩૯
રક્ષણ કરવા ભક્તનું, ધરે ઈશ આકાર;
વિવિધ રૂપે દેખાય પણ, સદૈવ ગત–આકાર. ૪૦
છે વે'વારે ભેદ પણ, પરમારથે ન ભેદ;
સેવક સ્વામી સત્ય નહિ, કહે પોકારી વેદ. ૪૧
તમોગુણીને સત્યનું, લેશ ન ભાન થનાર;
પોતાનું ગાયા કરે, સુણે ન સત્ય વિચાર. ૪૨
ઉભય લોકના વિષયમાં, જેને રાગ જણાય;
યત્ન કરે તે પામવા, તે વિષયી કે'વાય. ૪૩
વિષયાશાના વેગથી, જેનું ચિત્ત તણાય;
તેનું ચિત્ત નિશદિન તપે, શાંતતુમ નવ થાય. ૪૪
વિષયવિષની જ્વાળા બહુ, ક્ષણ ક્ષણ ઊઠે જ્યાંય;
ચિત્તને બહુ બાળ્યા કરે, સુખસંભવ શો ત્યાંય ? ૪૫

મનની વ્યાકુલતાતણો, નવ દેખાયે પાર;
ઉપર ફક્ત શોભે છતાં, અંતર સાવ અસાર. ૪૬
એવી સ્થિતિએ જીવવું, એ પણ શુભ ન ગણાય;
આવેગોને વશ રહી, જીવન પૂરું કરાય. ૪૭
સારું ખાવું બહુ ચહે, સારું પીવું ચા'ય;
રૂડું ઓઢવું પે'રવું, મનમાં ચહે સદાય. ૪૮
અલંકાર ગૃહ વસ્તુઓ, વળી વાહનનો ઠાઠ;
સેવક ને ઉદ્યાનનો, નિશદિન કરે ઉચાટ. ૪૯
આવિણ મને ન ચાલશે, તેવિણ રહ્યું ન જાય;
મેળવવા ચિંતન કરે, સ્થૈર્ય ન ધરે જરાય. ૫૦
જે તે ધંધાઓ કરે, મંત્ર તંત્ર ને પાઠ;
સર્વ સકામ મને કરે રાખી બહુવિધ ઠાઠ. ૫૧
મનમર્કટ ભટક્યા કરે, તેથી દુઃખ જણાય;
દંભ ગર્વ ઈર્ષ્યા વધે, સાચી સુશાંતિ જાય. ૫૨
એવું જીવન સમજીને, લેશ ન ઉચિત જણાય;
એવી રીતે જીવવા, તે નવ ચહે જરાય. ૫૩
સદાચારથી વર્તીને, સાધે નિજ વ્યહવાર;
વરણ અને આશ્રમતણા, સુધર્મ પાળે સાર. ૫૪
દેવ ગુરુ ને શાસ્ત્રમાં, રાખે શ્રદ્ધા પ્રીત;
નિષ્કામકર્મ કર્યા કરે, રાખી રૂડી રીત. ૫૫
વપુ ઈંદ્રિય મન જિતવા, કરે જતન ધરી ભાવ;
સુગુણ મેળવે પ્રેમથી, દોષે કરે અભાવ. ૫૬
અલ્પ શાંતિ તેથી મળે, પૂરી શાંતિ ન હોય;
તેથી જીવવા એ રીતે, ઉત્તમ ચહે ન કોય. ૫૭

ચિત્તશુદ્ધિ કરવાતણો, જેનો છે અધિકાર;
વરતે જો એ રીતથી, ટાળે દોષ અપાર. ૫૮
સ્થિરતા કરવા મનતણી, કરે ભક્તિ કે યોગ;
વિરતિ વધારે વિષયમાં, ગણે રોગસમ ભોગ. ૫૯
નવધામાંની એક કાં, ચિત્તવૃત્તિનો રોધ;
સતત કરે આદરવડે, મનને કરી પ્રબોધ. ૬૦
એવી રીતના યત્નથી, મન જ્યારે સ્થિર થાય;
વિક્ષેપ ટળી શાંતિ મળે, સુંદર સુખ દરશાય. ૬૧
બ્રહ્માનુભવવિણ કદી, પૂરી શાંતિ ન થાય;
પૂરી તૃપ્તિ નવ મળે, નહિ કૃતાર્થ થવાય. ૬૨
મનને સ્થિર કરવાતણી, જેને ઇચ્છા થાય;
તે આ સાધન સાધીને, ભલે બ્રહ્મભણી જાય. ૬૩
ગર્વવિના કરવાવડે, આગળ વધી શકાય;
ગર્વવડે અટકી રહે, તો ન કૃતાર્થ થવાય. ૬૪
એવી રીતે જીવવું, સર્વોત્તમ ન ગણાય;
જીવન મધ્ય પ્રકારનું, વિવેકીને દરશાય. ૬૫
વિવેક વિરાગ શમાદિ છ, મુમુક્ષુતા એ ચાર;
શ્રવણાદિનાં સાધનો, પ્રાપ્ત કરે ધરી પ્યાર. ૬૬
જ્ઞાનમોક્ષની આશથી, સદ્‌ગુરુ-શરણે જાય;
સેવામહિમા જાણીને, સેવે શ્રીગુરુરાય. ૬૭
હૃદયશુદ્ધિ એકાગ્રતા, અભિમુખપણું જણાય;
જાણું આદિ તવ પૂછતા, કૃપાવડે ગુરુરાય. ૬૮
વર્ણ નામ સ્થલ સ્થિતિ ને, હેતુ–આગમન જેહ;
પ્રશ્નોનાં ઉત્તરવિષે, કહી સંભળાવે તેહ. ૬૯

ઉત્તર તેનું સાંભળી, જોઈ વિનય વિચાર;
જિજ્ઞાસા ને દીનતા, જોઈ સરલતા સાર. ૭૦

વિરાગ નિર્મલ જોઈને, દયા કરે ગુરુરાય;
અજ્ઞાન-દુ:ખોને ટાળવા, દરશાવે સુઉપાય. ૭૧

બ્રહ્મ જીવ ને જગત્નું, સમજાવી કે' રૂપ;
જ્ઞાન જ્ઞાનનાં સાધનો, કહી કે' મોક્ષસ્વરૂપ. ૭૨

પ્રમાણ ને યુક્તિસહિત, અનુભવસહ ઉપદેશ;
આપે પ્રસન્ન મનવડે, સંશય રહે ન લેશ. ૭૩

કરી સમન્વય શાસ્ત્રનો, કરતા નિર્ણય એમ;
ઉત્તમ અદ્વૈતમતવિષે, અચલ શાંતિ ને ક્ષેમ. ૭૪

અદ્વૈત જે સમજે નહિ, તેને માટે દ્વૈત;
દ્વૈતે વિચરે વિનયથી, તે જાણે અદ્વૈત. ૭૫

કર્મ ભક્તિ ને યોગનું, પરિણામ બ્રહ્મજ્ઞાન;
એમ સમજી જે વરતતા, તે ટાળે અજ્ઞાન. ૭૬

પોતાના બ્રહ્મરૂપનો, કરવો સતત વિચાર;
ઈશ જગત્ પણ બ્રહ્મ છે, કરવો એ નિરધાર. ૭૭

સદા સર્વસ્થલ દેખવું, એકજ બ્રહ્મસ્વરૂપ;
ભેદભાવને દૂર કરી, રે'વું અદ્વયરૂપ. ૭૮

સૌમાં નિજરૂપ દેખવું, નિજમાં સૌનાં રૂપ;
સર્વાત્મભાવે દૃઢ રહી, અનુભવવું નિજરૂપ. ૭૯

સદુપદેશ ગુરુનો સુણી, મનન કરે દિનરાત;
યુક્તિથી સૌ ભેદનો, કરે નિરંતર બાધ. ૮૦

એક બ્રહ્મમાં ભેદ આ, ઉપાધિથી દેખાય;
ઉપાધિ મિથ્યા જાણતાં, એકજ બ્રહ્મ જણાય. ૮૧

સૌ શાસ્ત્રમતપંથનું, બ્રહ્મજ લક્ષ્ય જણાય;
અવિવેકી સમજે નહિ, તેથી તે અથડાય. ૮૨
એમ ભેદનો બાધ કરી, નિશ્ચય કરે અભેદ;
પ્રમાણ ને પ્રમેયમાં, રહે ન સંશય લેશ. ૮૩
પરોક્ષજ્ઞાન એમ મેળવી, ધરે બ્રહ્મનું ધ્યાન;
બ્રહ્મવિચાર કર્યા કરે, હણવા નિજ અજ્ઞાન. ૮૪
આવી રીતે જીવવું, તે ઉત્તમ ન ગણાય;
વિવેકીની દૃષ્ટિવડે, મધ્યમ તે લેખાય. ૮૫
બ્રહ્માનુભવ થાય જવ, દુઃખ દૂર જવ થાય;
પરમસુખ પ્રકટે યદા, તવ ઉત્તમ કે'વાય. ૮૬
પામર ને વિષયીથકી, આ અતિશ્રેષ્ઠ ગણાય;
પણ અકૃતાર્થતાવડે, ઉત્તમ આ ન મનાય. ૮૭
અનન્યભક્તિ દૃઢ થાય વા, યોગ સુદૃઢ થઈ જાય;
બ્રહ્મચિંતન દૃઢ થાય વા, તવ બ્રહ્મદર્શન થાય. ૮૮
અંતર્મુખવૃત્તિ થતાં, થતાં રાગનો નાશ;
દયા થતાં ગુરુદેવની, પામે પદ અવિનાશ. ૮૯
હૃદયકમલ સવળું થઈ, પામે પરમવિકાસ;
પરં જ્યોતિનું ભાન થઈ, નાસે તમ ભવત્રાસ. ૯૦
પ્રાકટ્ય બ્રહ્મવિદ્યાતણું, કરે અવિદ્યા-નાશ;
દૃશ્ય પ્રપંચ ને વૃત્તિની, પામે સત્યતા નાશ. ૯૧
વૃત્તિ દશ ઇંદ્રિયતણી, મનમાં કરે વિલીન;
મન ને તેની વૃત્તિઓ, વ્યષ્ટિ-હુંમાં પ્રલીન. ૯૨
સમષ્ટિ-હુંમાં વ્યષ્ટિ હું, ભૂલે ધરી દૃઢ ધ્યાન;
શાંત બ્રહ્મમાં વિસરે, સમષ્ટિ-હુંનું ભાન. ૯૩

એમ સર્વનું બ્રહ્મમાં, કરે વિસ્મરણ જેહ;
ગુરુકૃપા નિજ યત્નથી, જાણે બ્રહ્મને તેહ. ૯૪
બાધ કરી સૌ દૃશ્યનો, પામે વૃત્તિ બાધ;
સચ્ચિત્સુખઘન બ્રહ્મ રે', વ્યાપક એક અગાધ. ૯૫
હું તું તે આ ભેદ સૌ, કલ્પિત સ્પષ્ટ જણાય;
શાંત એકરસ બ્રહ્મનો, જ્યાં ત્યાં અનુભવ થાય. ૯૬
એ રીતે બ્રહ્મ જાણીને, ભલે કરે વ્યવહાર;
પછી તેમને દૃશ્યનો, થાય ન સ્પર્શ લગાર. ૯૭
દહિંથી માખણ કાઢીને, ધરે છાશ-મોઝાર;
માખણ છાશ બને નહિં, જાણે સૌ સંસાર. ૯૮
તેમ જ્ઞાની વ્યવહારમાં, રહે અસંગ સદાય;
કરે પ્રારબ્ધવ્યવહાર પણ, લેશ નહિ લેપાય. ૯૯
પરમશાંતિથી હૃદય નિજ, રહે સદા ભરપૂર;
સતત પરમસુખ અનુભવે, દુઃખ કરી સૌ દૂર. ૧૦૦
ઇંદ્રિયવેગ શમે બધા, મન પણ થાય પ્રશાંત;
વિષયાકર્ષણ દૂર થઈ, પામે અતિ નિરાંત. ૧૦૧
અજ્ઞાનભયાદિ હેય જે, થાય તેમનો નાશ;
પ્રારબ્ધની પ્રાપ્તિ થઈ, છૂટે સરવે આશ. ૧૦૨
જ્ઞાતવ્ય સ્પષ્ટ જાણતાં, સંશય રહે ન લેશ;
કર્તવ્ય કોઈ નવ રહે, છૂટે સઘળા ક્લેશ. ૧૦૩
જાણે નિજ જીવન સફલ, હરખે હૃદય અપાર;
ગુરુ શાસ્ત્ર ને જ્ઞાન શુભ, જાણે જગમાં સાર. ૧૦૪
પરિછિન્નતા દૂર થઈ, ભાળી વિભુસ્વરૂપ;
સંશયવિપરીતતા શમ્યાં, અનુભવતાં નિજરૂપ. ૧૦૫

પ્રસન્ન મન ઈંદ્રિય સદા, પ્રહસિત મુખ દરશાય;
ચિંતા અશેષ દૂર થઈ, પ્રત્યક્ષ ઈશ જણાય. ૧૦૬
બ્રહ્મરૂપ વપુત્રય થયાં, વિશ્વ થયું બ્રહ્મરૂપ;
પોતે પણ તે રૂપ થઈ, કર્યું અલિક જગરૂપ. ૧૦૭

સોરઠા.

પામી નરતનુ સાર, જીવભાવે ન જીવવું;
કરીને બ્રહ્મવિચાર, બ્રહ્મરૂપ થઈ જીવવું. ૧
જીવભાવ કરી દૂર, બ્રહ્મભાવે જીવવા ચહે;
પ્રથમ થઈ અતિશૂર, શુભ કર્મે તે પરવરે. ૨
શુભકર્મમાં પ્રીત, અહોનિશ તેને રાખવી;
રાખી રૂડી રીત, શુભકર્મો કરવાં સદા. ૩
ક્ષારનીરનો સંગ, મલ હરે જેમ વસ્ત્રનો;
સુકર્મનો પ્રસંગ, તેમ મેલ મનનો હરે. ૪
ડોળા જળને જેમ, કતકરેણુ નિર્મલ કરે;
મલિન મનને તેમ, સુકર્મ શુદ્ધ કરે નક્કી. ૫
સુકર્મના સંસ્કાર, પડવા લાગે મનવિષે;
મનના સર્વ વિકાર, ઘટવા માંડે ક્રમવડે. ૬
મનની સ્થિરતાકાજ, ઉમંગ પ્રકટે મનવિષે;
મૂકી ખોટી લાજ, સત્સંગમાં આદર કરે. ૭
સત્સંગથી સમજાય, મહિમા ગુરુ ને ઈશનો;
પ્રીતિ શાસ્ત્રમાં થાય, સુસાધને પ્રકટે રુચિ. ૮
ગુરુથી લઈ ઉપદેશ, પરમપ્રીતિ મનમાં ધરી;
કરે પ્રયત્ન હમેશ, મનને સ્થિર કરવાતણો. ૯
સમરણ કરે સદાય, ગુરુએ દીધેલ મંત્રનું;
વીસરે નહિ કદાય, લોભીના ધનપેઠ તે. ૧૦

વિષયોપરનો રાગ, ઘટવા લાગે ક્રમવડે;
સુસ્થિર થાય વિરાગ, વધે સુપ્રેમ મહેશમાં. ૧૧
ઈશના શુભ સ્વભાવ, મનમાં લાગે આવવા;
ઢંકાય જીવસ્વભાવ, ઈશસ્મરણના બલવડે. ૧૨
અગ્નિજલનો સંગ, અસર કરે જેમ અન્યને;
તેમજ શિવ-પ્રસંગ, જીવને શિવ કર્યા કરે. ૧૩
વિવેકાદિ સ્થિર થાય, શ્રવણાદિ સારાં બને;
સંશયભ્રાંતિ વિલાય, અનુભવ થાયે બ્રહ્મનો. ૧૪
પોતાનું બ્રહ્મરૂપ, સંશયવિણ તે અનુભવે;
અન્યનું બ્રહ્મસ્વરૂપ, સ્પષ્ટજ દેખે સર્વદા. ૧૫
નટપેઠે વ્યવહાર, ઉપરથી ચલવે છતાં;
સત્ય ન ગણે લગાર, તેઓ અંતર્દષ્ટિથી. ૧૬
બે ભાષાના જાણ, બે ભાષા બોલી શકે;
તેમજ તજ્જ્ઞ સુજાણ, દૃશ્ય-બ્રહ્મરૂપ અનુભવે. ૧૭
વાયસનેત્ર જેમ, બે ગોલકમાં ગતિ કરે;
જ્ઞાનીનું મન તેમ, દૃશ્યબ્રહ્મમાં વિચરે. ૧૮
પંખીની ગતિ જેમ, ભૂપર ને આકાશમાં;
જ્ઞાનીની ગતિ તેમ, દૃશ્યવિષે ને બ્રહ્મમાં. ૧૯
દેહધર્મ ને દેહ, સાક્ષીમાં દેખે નહિ;
બાધ પામિયાં તેહ, સ્વપ્નતણા દેહાદિવત્. ૨૦
ઇંદ્રિય મન ને પ્રાણ, તથા તેમના ધર્મ સૌ;
ત્રિપુટી ને પ્રમાણ, કલ્પિત જાણે નિજવિષે. ૨૧
અવિદ્યાનો સદ્ભાવ, આત્મામાં નવ અનુભવે;
નિરાવરણ-સ્વભાવ, બ્રહ્મ જ્યાં ત્યાં અનુભવે. ૨૨

કરી કામનો નાશ, ગણે લતાસમ સુંદરી;
આશાતણો વિનાશ, કરી નિરાશપદે વસે. ૨૩
શ્રીમંતનૃપના ભોગ, કે ભોગો દેવોતણા;
ગણીને તે સૌ રોગ, ઇચ્છા તેની નવ કરે. ૨૪
દૃશ્યથી જે સુખ થાય, તે કૃત્રિમ છે સર્વથા;
અંતે દુઃખદ જણાય, મનને બહુ વ્યાકુલ કરે. ૨૫
એમ વિષયમાં દોષ, દેખે સંકલ્પત્યાગથી;
નિજસુખમાં સંતોષ, હૃદયવિષે રે' તેમને. ૨૬
સૌને બ્રહ્મસ્વરૂપ, જુએ રાગ ત્યાં ક્યાં રહે ?
વિશેષ દૃશ્યસ્વરૂપ, મતિ તેમની ન્યૂન ગ્રહે. ૨૭
મન-ઈંદ્રિયના વેગ, હૃદયભણી પાછા વળે;
રહે ન કાંઈ ઉદ્વેગ, શાંતિસુખ-જલ વરસતાં. ૨૮
પ્રાપ્તવિષે નિરવાહ, ચલવે તે સમબુદ્ધિથી;
નહિ બહુવિધ ચાહ, તેથી તે સુખિયા સદા. ૨૯
રવિનાં કિરણો જેમ, પરકાશે સૌ વસ્તુને;
તજજ્ઞ-મન આદિ તેમ, વિષયોને વિષય કરે. ૩૦
બરફતણા આકાર, બહુવિધ ભોક્તા ભોગ્યના;
પડતાં તાપ અપાર, પાણીરૂપ તે થઈ રહે. ૩૧
બહુવિધ આ આકાર, તેમ ભોક્તા ને ભોગ્યના;
થાય બ્રહ્મ-આકાર, જ્ઞાનાનલ-પરતાપથી. ૩૨
બહુવિધ જે આકાર, ધાતુતણા દેખાય તે;
થાય એક આકાર, પ્રખર આગના સંગથી. ૩૩
નામરૂપ પણ તેમ, જ્ઞાનવડે બ્રહ્મજ બને;
હતું પૂરવે જેમ, તેમજ હમણાં થઈ રહે. ૩૪
મીઠાના આકાર, જો સાગરમાં જઈ પડે;

થાય સાગરાકાર, તેમ દૃશ્ય પણ બ્રહ્મ બને. ૩૫
કલ્પિત ભોક્તૃરૂપ, તે હવે બ્રહ્મરૂપ થયું;
ભોગ્યતણું સ્વરૂપ, તે પણ બ્રહ્મ બની ગયું. ૩૬
નદીઓ સાગરમાંય, નામરૂપ તજીને ભળે;
તેમ તજ્જ્ઞ બ્રહ્મમાંય, દૃશ્ય નામરૂપ તજી મળે. ૩૭
જીવવાની નહિ આશ, કરે ધરે નહિ મૃત્યુભય;
અજપદ પદ અવિનાશ, તે રૂપે તે રે' સદા. ૩૮
મતિપ્રભાવ અપાર, શાંતિ અનુપમ એમની;
અક્રિય-પદ-મોઝાર, રહે અકર્તાભાવ ગ્રહી. ૩૯
વિવિધ મનુષ્ય-આકાર, વિષમભાવ મૂકી જુએ;
કુરૂપે નહિ ધિક્કાર, સુરૂપે આદર નવ રહે. ૪૦
નરસ્રી આદિ ભેદ, જુએ ન સાચા વસ્તુમાં;
પાવન એક અભેદ, જુએ અલિંગપદે રહી. ૪૧
નિંદકનો નવ દ્વેષ, મનવાણીથી તે કરે;
ભુંડું ન ઇચ્છે લેશ, કોઈ પ્રાણીનું તે કદી. ૪૨
જન નિજમતિ-અનુસાર, કરે પ્રવૃત્તિ વિશ્વમાં;
એવું જાણનહાર, કહો દ્વેષ કોનો કરે ? ૪૩
ભૂલી મહદુપકાર, અપકારે જે સંચરે;
તેવાનો ધિક્કાર, કરે ન કદીએ મહજ્જન. ૪૪
જે પોતાના દોષ, જોવાનો શ્રમ લે નહિ;
ગુણીપર કરતા રોષ, મિથ્યા દોષો કલ્પીને. ૪૫
તેવાઓપર રોષ, કરે ન જ્ઞાનિજન કદી;
સતત સુલભ છે દોષ, એમ વિચારે મનવિષે. ૪૬
ભૂલતણો ભંડાર, જાણે તે જીવભાવને;
અપકારે ઉપકાર, તેથી તે કરતા રહે. ૪૭

સૌને આપે માન, વિશુદ્ધપ્રીતિ સૌપર કરે;
કરે નહિ અપમાન, બ્રહ્મરૂપ સૌને ગણી. ૪૮
નાનાવિધ પાખંડ, જોઈ જગત્‌માં નવ તપે;
કરે કુતર્ક પ્રચંડ, તેને ઉત્તર સરલ દે. ૪૯
વિવિધ તિલક ને માળ, ધારેલા જન જોઇને;
ક્રોધ ન કરે દયાળ, સંસ્કાર–રુચિ સમજીને. ૫૦
બહુવિધ મત ને પંથ, પૃથ્વીપર પ્રસરી રહ્યા;
કોઈ સુપંથ કુપંથ, છતાં સાર તેનો ગ્રહે. ૫૧
માન અને અપમાન, સમ સ્તુતિનિંદાને ગણે;
ઇચ્છે નહિ સંમાન, સ્વરૂપમાં સુખ અનુભવે. ૫૨
રહે પરાને પાર, ચોથું પદ રૂપ નિજ ગણે;
દેહાધ્યાસ લગાર, મનમાં કદીએ નવ ધરે. ૫૩
અપાર સુખ ઉભરાય, સદા તેમના મનવિષે;
મુખનેત્રે દેખાય, સમજુ જનને તે સદા. ૫૪
દેહ અને વ્યવહાર, કદી પ્રતિકૂલ થાય પણ;
વિવેકતણો લગાર, સંગ કદી મૂકે નહિ. ૫૫
વાદળ આડે જેમ, દિનકર તેજસ્વી રહે;
દુઃખ આડે પણ તેમ, જ્ઞાની સુખરૂપે રહે. ૫૬
ધૂળ ધૂમાડો જેમ, સ્પર્શ કરે નહિ ગગનને;
સુખદુઃખ આદિ તેમ, જ્ઞાનીને સ્પરશે નહિ. ૫૭
મૂર્તિમાન્ બ્રહ્મરૂપ, સુજ્ઞો જાણે તેમને;
નહિ દેહસ્વરૂપ, ગણે તેમને તે કદી. ૫૮
ભવસાગરનો પાર, મુમુક્ષુને દેખાડવા;
ધર્યો બ્રહ્મે અવતાર, એવું લાગે એમને. ૫૯
રાખી હૃદયે ભાવ, તેઓનાં દરશન કરે;

તેના મનના તાવ, દૂર થઇને શાંતિ મળે. ૬૦
આતમ-અનુભવ થાય, રહિત-આવરણ એમને;
બ્રહ્માનંદ દરશાય, સદા સ્પષ્ટ સંદેહવિણ. ૬૧
ત્રિવિધ દુઃખનો લેશ, સ્પર્શ કરે નહિ એમને;
રે' સુખરૂપ હમેશ, સદા સ્વાતમારામ થઈ. ૬૨
છેલ્લો નિજ અવતાર, ગણી હિત ઈચ્છે સર્વનું;
અહિત ન કરે લગાર, કોઈ જીવનું તે કદી. ૬૩
વંદનીય જગમાંય, જે આ રીતે જીવતા;
નહિ તો જીવે ઘણુંય, શ્વાનકાકસમ માણસો. ૬૪
જીવવું મારે કેમ ? એ સુપ્રશ્ન તમે કર્યો;
ઘટે જીવવું જેમ, તે સંક્ષેપે વરણવ્યું. ૬૫
મનમાં શ્રદ્ધા હોય, તો જીવો આ રીતથી;
સફલ જીવન છે સોય, ઉત્તમ દેવાદિથકી. ૬૬
મહાપુણ્યોદય થાય, તવ જીવને નરતનુ મળે;
આ રીતે જીવાય, તોજ ગણો નરતનુ સફલ. ૬૭
ચિત્ત અને સંસાર, શાંત કરો નિજ રૂપમાં;
અસંગ જગમોઝાર, રે પ્રારબ્ધ પૂરું કરો. ૬૮
પવિત્ર પરમાનંદ, બ્રહ્મરૂપમાં સ્થિર રહો;
છોડો મનના ફંદ, શીઘ્ર દૃઢ નિશ્ચયવડે." ૬૯
કેવલને વિશ્વાસ, આવ્યો ગુરુના બોધમાં;
પ્રયત્નમાં કચાશ, પછી ન રાખી એમણે. ૭૦
જીવ્યા થઇ બ્રહ્મરૂપ, જીવભાવ જાતો કર્યો;
વિશ્વે આદર્શરૂપ, જીવન ગાળ્યું એમણે. ૭૧
જીવે જે જન આમ, તેનું જીવવું ધન્ય છે;
નહિ તો ફૂટી બદામ,—સમ જીવન સુજ્ઞો ગણે. ૭૨